શ્રી

નૌત્તમ

# એક અઠવાડિયું

## (યાને પ્રેમમાં વ્હેમ.)

## ત્રીઅંકી નાટકના ગાયનો.

છપાવી પ્રસીધ કરનાર

**શ્રી સુરત દેશી નાટક કંપની.**

આવૃત્તિ ૧ લી. નકલ ૨,૦૦૦

સુરત.

"નારાયણ" પ્રેસ હેડ આફીસ કાણપીઠ

વિ૦ સં૦ ૧૯૬૩. ઇ૦ સ૦ ૧૯૦૭.

મૂલ્ય રૂ. ૦-૨-૦

# ટુંકસાર.

## અંક ૧લો.

-૧લો- સ્થળ દેવગીરી. પહાડના રસ્તાનો સંકેત સ્થળ તરીકે, મુકરર કરી ચાતક વિચાક્ષણનું જુદા પડવું. વિચીક્ષણનું રામદેવના દરબારમાં જવું, ચાતકનું સુમીત્રા સાથે, જમીનપરના સ્વર્ગ તરફ જવું.

પ્ર—૨જો- સ્થળ. દેવગીરી, રસ્તો. દારૂડીયા, કોટવાળની વર્ણશંકરી, વિચીત્રા પ્રત્યે પ્રેમ માગણી. માગણી વ્યર્થ, બન્નેનું જવું બાદ હમઘરસતિ, પોકારતો કંથડરામ, તથા શહેરનાં છોકરા એ બને વચ્ચે કજીઓ. બોથડરામથી કંથડનો છુટકારો. મુનીમ તથા તેના વિચીક્ષણથી, કંથડરામનો, મજાક ભર્યો મેળાપ.

પ્ર—૩જો- સ્થળ. રામદેવનું દિવાનખાનું. પ્રધાન તથા વિચીક્ષણનો રામદેવથી મેળાપ. વિદ્વાન કોણ, અને મુર્ખ કોણ, તેના પ્રશ્નનો પત્ર દ્વારા ઉત્તર. અને નીર્લજ છતાં લાજવાન, શુરવીર છતાં બીકણ કોણ, તેવો પ્રશ્ન. વિચીક્ષણને, અહવાડીયું, મેમાન ગતી, રામદેવ તથા પ્રધાન, સવાલના જવાબ માટે ચિંતાતુર. કંચનીઓનો નાચ.

-૪થો સ્થળ- પ્રધાનનું ઘર, છકેલીએ મહેતાજીનો ટોપલો ઓચ્છવ. છકેલી પર મીજબાન થઇ આવેલ, વિચીક્ષણનો જોરાવરીએ પ્રેમ પ્રધાનનું છકેલીને વિચીક્ષણસાથે પરણાવવા ધારવું.

પ્ર—૫મો- સ્થળ, ચાતકીનો પાતાળ મહેલ, રતન, સુમન, અને ચાતકીની, નીર્દોષ ગમત રમત. સુમીત્રાનું ચાતકને લઈ આવવું. ચાતક,

ચાતકીનો મેળાપ. ગંભીર પ્રશ્નો, તેનો ઉત્તર, પરસ્પર પ્રેમ. લગ્નના કરાર.

પ્ર-૬ઠો- સ્થળ. રસ્તો. પ્રેમ ઘટનામાં ગરકાવ ચાતક, વિચીક્ષણનો મેળાપ. પરસ્પર પોત પોતાની પ્રેમ વાર્તાની જાણ. વિચીક્ષણનો ચાતક પ્રત્યે સત્ય બોધ. મીત્રની દીલસોજી, લગ્ન માટે તૈયારી, રામદેવ તરફથી સવાલના જવાબ માટે, અઠવાડીયું રોકાવું. વિચીક્ષણનું જવું. બાદ ચાતક પર મોહાસક્ત થયેલ વિચીત્રાનું ચાતકની રૂબરૂ આવવું. પ્રેમ માગણી, માગણીનો તીરસ્કાર, વિચીત્રાનો પ્રેમ સાધ્ય કરવા દ્રઢ વિચાર.

પ્ર-૭મો- સ્થળ-જંગલ. ધુર્ત કંથડરામથી વિચીક્ષણ, કુશળનું અનાયાસે મળવું, બોથડરામનું પણ તતકાળ આવવું. ઢોંગીના મોંમા ધુળ

પ્ર-૮મો- સ્થળ- વિચીક્ષણનો ઉતારો, વિચીક્ષણે, બંદર હુકા હુકની યુક્તિ પ્રયુક્તિ વડે છકેલીને, ઝુકેલી બનાવવી.

પ્ર-૯મો- સ્થળ ચાતકીનો મ્હેલ. ચાતકને બોલાવી લગ્ન કરવા ઉછરંગમાં ચાતકી સુમન, રતન, ચંડાલણી. વિચીત્રાએ ચાતકને સંકડામણમાં લઇ પ્રેમ કબુલ કરાવવા ચાતકીને જુદી વાર્તાથી ભંભેરવી લગ્ન મુલતવી, પ્રેમમાં વ્હેમ.

**અંક પહેલો સમાપ્ત.**

## અંક બીજો.

પ્ર-૧લો- સ્થળ- રસ્તો લગ્નમાં ઢીલ થયાથી ચાતક સંદેહમાં. વિચીત્રાનું ફરી પ્રેમ માગણી માટે કપટવાર્તા લઈ આવવું, છળ ભેદથી

ગાલપર હાથનો નખ મારી જવું. ચાતક તાજુબી, અને ખેદ માં ગરકાવ: વિચીક્ષણનું આવવું. વિચીત્રાની અજબ હકીકત ની જાણ, તથા અજબ પ્રેમમાં અજબ રીતની ઢાલની જાણ થતાં સાવધાની રાખવાની સુચના.

પ્ર–૨જો- સ્થળ- વેશ્યાનું ઘર, વેશ્યાના ઘરમાં કંથડરામને વિચાક્ષણે બનાવવો

પ્ર–૩જો- સ્થળ- વિચીક્ષણનો ઉતારો, સો સીક્કાની સર્તમાં આજ્ઞાકિતસ્ત્રી તરીકે છેલીની જીત.

પ્ર–૪થો- સ્થળ- ખંડેર મહેલ, ચાતકીએ ચાતકને પ્રેમથી ફારકત કરવો નીરાશ ચાતકનું પ્રેમભંગ થતાં વીકળ અવસ્થાએ જવું.

પ્ર–પમાં, પ્રેમ ભંગ થયેલ ચાતકીના દુખમાં મતીમંદ પિતાના અવિચાર થી ઉમેરો, ચાતકી સાથે તેના વિવાહ માટે વિચીત્રાની વાત ચીત ચાતકીના ચીતની ચળીત સ્થીતી.

પ્ર–૬ઠ્ઠો- સ્થળ- રસ્તો, કંથડરામ અને વિચીક્ષણ હમ ઘર સતીનું છેવટ, બાદ કુશળસીંહનું આવવું. રામદેવ તરફથી જવાબ મળતાં જવાનું થશે, એ ધારણા પર ચાતકની ભયકર સ્થીતીને લીધે બન્નેને મુંઝવણ.

પ્ર–૭મો- સ્થળ મુનીમનું ઘર. ચોરી કરવાની દાનતવાળા, કંથડનું મુનીમની સાસાથે જાર કર્મના કેસમાં વિચીક્ષણથી પકડાવું- મારપીટ. કંથડનું, મોતીની નથ ચોરી નાસીપાસ થવું.

પ્ર–૮મો સ્થળ ચાતકીનો મહેલ.ચાતકીની સર્વ બાબતે અરૂચી, ચાતક પર ફરી ચાહના- વિચીત્રા પર શક. ચાતક પર ચાતકીની ચાહના

વળતાં પોતાનો પ્રપંચ જાહેરમાં આવશે. એવો વિચીત્રાને શક ચાતકીનો પશ્ચતાપ કરવો.

પ્ર—૯મો સ્થળ રસ્તો. ચાતકને ગાંડો જાહેર કરી પકડી, પાગલખાનામાં લઇ જવા, વિચીત્રાએ કોટવાળ પાસે કપટ પ્રેમથી હીકમત લડાવવી.

પ્ર—૧૦મો સ્થળ ચાતકનો ઉતારો ચિત્તવિભ્રમ ચાતકને કોટવાલે આવી પકડવો.

**અંક બીજો સમાપ્ત**

# અંક ત્રીજો.

પ્ર—૧લો સ્થળ પાગલખાનુ રાજા રામદેવનું પાગલો જોવા આવવું, ચાતકથી વાતચીત, ચાતકપર અજબ સંદેહ, ચાતકની તપાસ, કોટવાલને પુછા, કરવા રામદેવનો ઇરાદો.

પ્ર—૨જો- સ્થળ, રસ્તો કોટવાળે પકડેલી વિચીત્રા, રાહદારી રસ્તાપર પ્રધાન તથા રામદેવને, તેબન્નેની વાતની જાણ, ચાતક ગુમ થવાથી તેની તપાસમાં આકુળ વ્યાકુળ ભમતો વિચીક્ષણ. રાહદારી સુમીત્રાનું વિચીત્રાની ખટપટ તથા રામદેવના કોપની જાણ, કરવા ચાતકી પાસે એકદમ જવું. વિચીક્ષણથી રામદેવનો કૌતકી મેળાપ. રામદેવના મનનું સમાધાન, ચાતકનું પ્રકાશમાં આવવું. કંથડરામ બોથડરામનું નથની ચોરીમાં સીપાઈ હાથે પકડાઇ રામદેવ રૂબરૂ આવવું. શીક્ષાએ પહોંચવું.

પ્ર—૩જો- સ્થળ ચાતકીનો મહેલ. ગળે ફાંસો ખાઈ મરવા ચાહે છે.

૫

સુમીત્રાનો પોકાર, રામદેવ સાથે મહેલમાં આવેલ ચાતકથી અચાનક ચાતકીનો બચાવ. બન્નેનો નિષ્કંટક મેળાપ, રામદેવે ચાતક તરફની ચાહેલી મીત્રતાની: ચાતકી સુમીત્રાને જાણ.

પ્ર-૪થો સ્થળ વિચીક્ષણનો ઉતારો. છકેલીની ફુઇબાને વિચીક્ષણે. છકેલીના સુખી સંસારનું ભાન કરાવવું. રાજા હરીસીંહદેવ વિગેરે આવવાના તથા ચાતકીના લગ્નના વિચીક્ષણથી છકેલીને ખબર

પ્ર-૫મા સ્થળ લગ્ન મંડપ ચાતક વિચીક્ષણથી રાજા રામદેવને વિદ્વાન અને મૂર્ખ તથા નિર્લજ છતાં લાજવાન, અને શુરવીર છતાં બીકણ એવા મનુષ્યનો ખુલાસો મળવો-હરીસીંહદેવ, ચાતક, રામદેવની પરસ્પર મિત્રતા. ચાતક, ચાતકીના લગ્ન. સર્વેને સ્વર્ગિય સુખ. વિર વિદ્વાનનો વિજય. શુભમ ઇતિ.

અંક ત્રીજો સમાપ્ત.

# મુખ્ય પાત્રોનાં નામ

પુરૂષ પાત્ર,

ભુર્જગદેવ ... ... માણીલપુરનો રાજા

ચાતકદેવ ... ... " તેનો પુત્ર

વિચિક્ષણ }
કુશળ } ... ... ચાતકદેવનામિત્ર

રામદેવ ... ... દેવગીરીનો રાજા

પ્રધાન

કોટવાલ ... ... દેવગીરીના

કુંથડરામ, ઘોથડરામ ... ધૂર્ત બાવાઓ

સ્ત્રી પાત્ર

ચાતકી ... ... રામદેવની પુત્રી

સુમિત્રા }
વિચિત્રા }
સુમન }
રતન } ... ... ચાતકીની સખીયો

છકેલી ... ... ... રામદેવના પ્રધાનની પુત્રી

આ સિવાય મુનીમ, મહેતાજી, કંચનીયો, દરબારીયો, વેસ્યા, સીપાઇયો
ગંડાઓ વિગેરે વિગેરે.

સાખી

બાળાઓ—બોળે નીરન કાષ્ટને કહો તે ક્યાંની પ્રીત
પોતાનું સીંચ્યું ગણી એજ વડાની રીત
સીંચ્યાંથી તરૂવર થયું કાં યાથી થયું જાજ
તારે પણ બોળે નહી બાંહ્ય ગ્રહયાની લાજ

સુત્રધાર—બાંહય ગ્રહ્યાની લાજ હરે હરરે—બાંહ્ય
કૈવલ્ય સાધન સાનંદે સમરૂં સુધારો વરરે—બાંહય
ગરીબ નીવાજ અખિલ ધિરાજ
રસ મય કરસમાજ અભરે ભરરે—બાંહ્ય

બાળાઓ—ગગન ગાજે ગાજે સુરવીર હાંકે
થયાપુર્વે રઘુરાય સમરપણ કરી નીજ કાય
જગત જીત જેગણાય ધરા ધ્રુજે ધાકે ધાકે ગગન
રાણો ચંદ્રરાવ રતન ને કલાજી
પૃથીરાજ ભોજ રણ રહુંત રાજી
કરણ ઘેલો પ્રતાપ શીવાજી.
અટંકી ટેક પાળવા ધુરંધર ધર્મ ધારવા;
જોરાવર જમને ખાળવા અરી દીલ દાઝે દાઝે ગગન

૧

ચાતક—બોતાં જુવારી બીજ ન મોતી સાંપડે
કરણી ભરણી હોય ન આંબો આકડે
તુંહી તારક ત્રીભુવન ત્રાતા તુંહી
બોલેને ડોલે તુંહી

ઘટઘટ વ્યાપક સર્વ તુંહી
સાહ્ય તારી દાતા બેલી

૨

**ચાતક**—વિજ વરસાદને જન વિણ જેમ ભુવન
દેખીત દાખવો જશ વિણ તેવું તન
કીર્તિ જેનીરે જીત્યો જગત જાણો વાહ વાહ વાહ
પ્રતિજ્ઞા પાળી અર્જુને, કૌરવથી ઝુઝી*
રામે રાખી તન ટેકને—કીર્તિ જેનીરે* *

૩

**ચાતક**—આવું તમ સાથ હું બાઈ મનમાં ડર દેશના
સોંપ્યું છે શિર આ ચિત્રા ચાહે ક૨
**સુમિત્રા**—નથી અનીતી તજો ભીતી વચન શીર સાટે છે નીરવાણ
વચન જાયે નહીં જાતા પ્રાણ
ચોપથી ચાલો ચતુર સુજાણ નથી

૪

**વિચીત્રા**—દેખું દિવાના મુકોને વાટ
અંધારૂ આંખે જુઓનાં (૩) દિવાના
નજરાઈ જાશે જોબન રસીલું (૩) દિવાના
છાતિમાં છાનું જુઓનાં (૪) દિવાના
**કોટવાળ**—હસો હસાવો (૨)
**વિચીત્રા**—બકોનાં બકોનાં બકોના બકોના—દિવાના
**કોટવાળ**—હું તો તમારો (૨)
**વિચીત્રા**—છકોનાં છકોનાં છકોનાં છકોનાં દિવાના

૫

**છોકરાઓ**—આવો મારો જોગટાને—બાધડ બાવાને

પકડો જકડો નાચો કુદો—આનંદે ઉછરંગે

ઘેરો ઢોંગી ધુતાને —લુચ્ચા કુતાને

રંગે ચંગે કરીએ...બુરે ઢંગે (આવો)

**બાવો**—મુંતો જંગલ ઝલાદું—ઉજડ ગામ બસાદુ ;

હટો મંતર ચલાદુ—હોલોસઘળોરે બનાદું હુ હુ હાઉં (૨)=

છોકરાઓ—નાસો.........(આવો)

૬

**કંથડરામ**—હમ ઘર સતી સુખકારીરે—સારી આલમ મેં

મુંતો જોગી જટાધારીરે ,,

સુખા પાખા ભાવે ન ટુકડા

શીરા પુરી મન પ્યારીરે ,,

કાળી કરૂપી આંખે ન દેખું

આછી લુગાઈસે પ્યારી રે ,,

૭

નાચ.

દદરવા બોલે મોરા શોર-કરત કોયલ કુક સુનાવે,

નાંરીની શી અંધીઆરી —બીરહકી મારી થર થર કાંપે-

જીયા મોરા પીયા બીના..................[દાદરવા]

કોયલકી કુકસે હુક ઉઠત હય ચેન નહી પરે મોહે!

પીયા બીના આયે—— (દાદરવા)

૮

મારી ઉડતી ખેલતી જોબનની-
સારિકા રાખું સંભાળી શા રીતથી?
પ્યારી પઢતી પેખતી પ્રિતીની પાતી હા;
ગભરૂ બની એના ગીતથી.
પ્રેમ પીંજર પ્રિતીનું એ રાજે?
પાળી સખી સમાન મીજાજે-
ની ી, નીરાલી થઇ શાણી આવી-
મારી ઉડતી, ખેલતી. જોબનની-
રાખું સંભાળી શા રીતથી-

૯

ચાતકી—શ્યામ વિના હું સુકી- કોયલ બોલે કુકી,
અંતર બાળેરે............શ્યામ
જોબન સરિતા છેદી રહીછે- શરીર તીર આવારે?
રહીછું ઝુકી ઝુકી ગઇછું શાન ચુકી. કોયલ

૧૦

સુમન. રતન—નખશીખ ખીલ્લી ફુલી નવીન ગોરીરે
મનહર વેલી રસરેલી શીનવલ કીશોરીરે નખ
ચાતકી—ગમે તેમ વદતું દીસે અનહદ તું
સુમન. રતન—આંખલડી રાતી મદમાતી કરેછે ચિત્તચોરીરે (૨)
ચતકી—કરો શું શિર જોરીરે
સુમન. રતન—કરેછે ચિત્ત ચોરીરે

૧૧

ચાતક—વાવા વાણી મધુરીને મનહર રસીલી
સંગતનો પ્રિય સજીલે પ્રફુલીત પરણી વાલી
વિપદ વિસરણી સ્વર્ગ સુંદરી ને ... મનહર

૧૨

ચાતક—ચંચળ ચકોરી છો ચિત્તમાં રમ્યા;
ચાતકી—હ્રદયે રમ્યા—આજે હ્રદયે રમ્યા.
ચાતક—સવિતાની સાક્ષીથી પતી થયાં
ચાતકી—પ્રીતમ થયાં આજે પ્રીતમ થયાં
ચાતકી—ભલે પધાર્યા ધણી મેં ધાર્યો ÷ *
ચાતક—સંસાર રસ સાર સંગે જમ્યા (૨)
ચાતકી દુખને દમ્યા આજે દુખને દમ્યા ચંચળ

૧૩

ચાતક—મન મસ્ત બન્યું બાંધી પ્રેમ
વિસમય વમળે ચડયો છું મન
સુંખદ સુંદરી સુઘડ સુંદરી
કોલ કર્યા વરવાના
પ્રેમ પુરે પુર વેગ ધરીને
પ્રેમી પ્રાણ તણાયા તણાયા તણાયા મન
મર્મ વીસાર્યો ધર્મ વીસાર્યો
અદભુત પ્રેમની માયા
પ્રેમીની સન્મુખ હજુ છું
એ ભણકાર છવાયા છવાયા છવાયા મન

૧૪

કૃશળ—ધારેલરે આશા બાંધેલરે આશા-

એળે ગઇ કામની કુબતી કીનારો ક્યાંછે?

એવો કોઈ જોશી દેખું એવો કોઇ માહત્મા-

મોહન મેળાની હારીહામરે * * *કીનારો

ચમ ચમતી ચાલ ચાલે મનડાની માંહે મ્હાલે

એના વિના સુના ધરા ધામરે......કીનારો

૧૫

કૃશળ—હેતતો કરીએ કોઇ હંસાની સાથે

નુગરા બગલા પહોંચાડે જમને હાથે ... હેત

કદળી કોમળ ને કાંટાળી બોરડી

કાપે જરૂર રહી પાસે

શેઠનો સાંથ કરી ઠગે ઠગારો

શાન્તી નહીં નીચના સહવાસે ... ... હેત

હરીજનની પાસે વસે કામીજન

વિખ વાવે નિત્ય વાતે

પડે ભજનમાં ભંગ કુસંગે

હરીજન પસતાય જોઈ જાતે ... ..., હેત

૧૬

છબીલી—મારા સુંદર રે સુંદર શાણાને સોહાગી

સોંપ્યું અંતર રે અંતર તનથી મનથી ત્યાગી

વિચાણુક્ષ—નૌતમ નિવાજો રે સ્નેહનો મધુર લાભ

સ્નેહથી બંધાયો રે કામની નીતીનાં સારૂ

છેલી—શાન્તી સાગરરે સાગર કૂળ ઉજાગર સ્વામી

નારી પામરરે રહીછે સ્વામીને શાર નામી— મારા

૧૭

સુમન. રતન—મીન જેમ નાચે મૃગ નેણુ આલી

ભ્રગુટીમાં ભુરકી ભાસે સરોજની શી વિકાસે

ઓપે આ હા હા ... ... મીન

ન્યારૂં ન્યારૂ બોલે છે કામણમાં ડોલે છે

મદન હીંડોળે આ હા હા આ હા હા હા મીન

૧૮

ચાતકી—જા ભલી જણાય જા જા

સુમન. રતન—હસો મંદ મંદ વાહ વાહ જા ભલી

દાગ્યું ન દબાય જોબન

સફળ થશેજ જોબન

ચાતકી—આશા તમાશા મુકી માઝા ... ... ભલી

**અંક બીજો—** ૧૯

ચાતક—કામનીએ આપેલ કોલ વિસાર્યો રે

કેમ વિલંબ વિચાર્યો રે કામનીએ

સુદ્ધ વિસરાઇ મારી બુદ્ધ વિસરાઇ

કારી વિરહ ડંસ માર્યો રે ... કામનીએ

મિત્ર વચન ત્યાગ્યું, કારણ કેવું જાગ્યું

શસ્ત્ર વિના સંહાર્યો રે ... ... કામનીએ

૨૦

છોકરી—નાચો અલાજી જતી,
   ।। થેઇ થન ગન થન ગન ગતી—નાચો
   ।। વાહ અડબંગ અવતારી.
કંથડ રામ—ગોરી વેથારી બલિહારી નાચો
છોકરી—અની જાઓ બાવા કપી
કંથડરામ—વે આછી દીલદારી
છોકરી—ધન્ય દોલાજી ઘો તાળી........નાચો

૨૧

બેલી—પતી પ્રભુ સતી સમજે અંતરમાં
   અંતરમાં કરીને નીશ દીન વંદન રહે રમુજે પતી.
   વાણી વીલાસ થકી વીલસાવે.
   જ્ઞાન લહે ગમીને ગરજે.
   પતી પ્રીય ધરતી કૃતી ગતી પતી.

૨૨

ચાતક—રે કોઇ સાપ્ન દેખા દિલકા
   કોઇ બકુલે કોઇ બીલ્લી દેખે
   પહેરી ફકીરી ખીલકા કોઇ
   રામ ભજન મેં ગજબ આલસી
   જૈસા મારા મંઝીલકા
   ઓરન કે પીસનેમે સુરવા
   પટતર લોહા શીલકા કોઇ
   પડે લીખે કછુ ઐસે તૈસે

બડા ઘમંડ અકકીલકા.
ક્યા કહિયે ગુરૂ દેવ ન પાયા?
મહેરમ આખકે તીલકા — કોઇ

૨૩

ચાતકી—જગતમાં સર્વ સ્વાદોથી પ્રીતીને સ્વાદ જુદો
પ્રીતીમાં સંકળાએલ તણો ઊનમાદ જુદો
પ્રીતીના દ્રોહનો કરનાર પ્રીતમ જલ્લાદ જુદો
ખરેખર પ્રેમ જાદુનો અજબ ઉસ્તાદ જુદો
નથી પ્રીત કોઈ બીજો નાદ ગીત નાર જુદો
વચનનો ભંગ થાતાં હૃદયનો ઢંગ જુદો
અવર વેળા અનંગ અબુધ વીરહે અનંગ જુદો

૨૪

ચાતકી—અમે હંસને હંસણી રમતાં પ્રેમ સરોવર પાળે
પાપીએ આવી વીખુટા કર્યાં રે — રમતાં
ઉત્તમ મોતી ચારો ચરતાં નીર તજી પયપાંનજ કરતાં
પળપળ પ્રેમ વિશે પરહરતાં યુગલ નેન એ દેખી ઠરતાં
એ સુખ દંપતી કેરા પાપીએ હર્યાં રે — રમતાં
મરણ સમય પળ પાસે આવી નાથ નીરંજન ધૂન લગાવી
સમય તાણી બલીહારી ગાવી ધટીત સુરત નીત સતીને આવી
એ સુખ દંપતી કેરો પાપીએ હર્યાં રે—રમતાં

૨૫

કુરાળ—સુણ હક કરી નર તન લેવું દીપાવી
ફરજ સાધીને સકળ સુખો લેવાં સુધારી — (સુણ)

આતુર અંતર થવુ પ્રાણ પાથરવા,
જગત સુખ ચંચળ નીરધારી.
શરીર માન્યું ન સ્વામીને કાજ
જનુની તો લજાવી...............

૨૬

વીચિક્ષણ—વિચીત્ર ચિત્ર ફંદ છંદ હર્ષ શોક જાણતી
કામ ક્રોધ મોહ લોભ ઈર્ષા ઉર આણતી
અસત્ય નિત્ય હાલ ચાલ છિદ્ર શોધતી
ઝાઝું ખાય જ્યાં ત્યાં જાય ખાંતેસૌનું ખોદતી
આધીન લીન દીન હીન શર્મ મર્મ મુકતી
નારનો સુમાર શો? આભને ઉલંઘતી

૨૭

ચાતકી—મારા મનરે મોતિને સમજાવું ધરી આશા
ઘેલી થઇને હું તો અધીરી થઈને હું તો દીનતા ગુજારૂં
તમો ઇષ્ટ મારા હું કરૂં તમ સેવા
તમ તણું ધ્યાન ઉર ધારો
વ્હાલાને વધાવું તમને મનના માણેકથી
અંતર આરતી ઉતારૂં — મારો૦
તમેકધણી ધાતાને તમે દેવ દેવા.
તમે કાયાને મન મારૂં * *
પ્યારારે પ્રવાસી તમને ઘડી નહીં ભુલું!
તમે આવો તો જીવ વારૂં* ÷ (મારા)

૨૮

સાખી

કયાં કહેવું સંભળાવવું રહે ન ધીરજ હાથ
કહેવું સુણવું સમજવું મનનું મનની માંય

સુમીત્રા---ધીરજથી શું ન પમાશે બ્હેની મારી
દ્રઢ ધીરજથી સતી દમયંતી નળને પામી ગવાયેરે ધીરજ
ઓખા કુંવરી અનીરૂધ પામી ધારે સુખ સધાયેરે ધીરજ

સાખી

હાય વિધિ કેવી થઈ એ સ્નેહીની સંગ
દીપકને ભાન નહિ બળી બળી મરે પતંગ

સુમીત્રા---સાહસ કરતાં સ્ત્રીએ સુતને છુંદયો લેખ લખાયરે
ફળ ધીરજનાં મીઠાં મળતાં પહેલાં દુખ જણાયરે

૨૯

કોટવાલ---વાહરે લટકાળી નાજુકડી તારા નયણોમાં જાદુ જણાય પરી
માલિક બનીતું; મજુર હું તાહરો.
તાડીનાં મટકાં મંગાવ મારી જાન.

ચિત્રા---દારૂના શીશા પીયો દીલજાન? (વાહરે)
ઝુલાવું છેલને મુકી મન મેલને

કોટવાલ---બસ બસ બસ રંગેરીઝાવ દીલજાન.

**અંક ત્રીજો**---

૩૦

ચાતકી---સખા પ્રીતીના પંથ લુટાણી નહી નાથ મળ્યા મુંઝાણી
બચાવે વેરીને પણ હે પ્રભુ તુ પ્રેમ કરવામાં
મળ્યું આ પ્રેમનું છેવટ મુંઝાઈ આમ મરવામાં

સુલભતા પ્રેમ કરવામાં દુલભતા પ્રેમ પળવામાં
જીવન જોખમ સમાયુ છે -પીતિનાં રત્ન રળવામાં
કહુ ં ક્યાંયકર્મની કાણી નહીં નાથ મળ્યા મુંઝાણી

૩૧

ચાતક—-પીય -પાણુ ધીર ધરરે
નીતિની ભાવન પાવન ... ... પીય
હું તો માટે તારા સદા સર્વદા
દીન દીન આનંદે દીપાવન પાવન -પીય

૩૨

ચાતકી—પીયુ હો (૨) વસો પાસ પાતળીયા
પ્રેમના દરીયા મારાં લોચન ઠરીયાં— પીયુ
ચાતક—પુષ્પ સરીખી કોમળ મુગ્ધા સ્વામી નો શ્રંગાર
પયના જેવી પવિત્ર પ્રમદા સદબોધક સંસાર
ગણું ધન્ય ધન્ય તન પામું હું નૌતમ નાર પીયુ
ચાતકી—હર હમેશ સારસ રતી મારા અંતરના અધીપતી
ગણું મન બીજા ગીરધારી
ચાતક—છો સ્વાંતી સુખકારી મનોહર મહીલા રસ ક્યારી
-પતીમા પ્રેમ તણી પ્યારી ... પીયુ

૩૩

નોકર—બાઇ ભારે ભણ્યાં ડાબી જમણી
શાબાશ છે તમેનેરે રંગ તમને
કેમ મીંચાયે ડાબી જમણી (શાહબાશ)
આતો જોયા જેવી ડાબી જમણી (શાહબાશ)

છકેલી—ચુપ, રેછે, કે, નહી?

નોકર—બાઇ, ડાબી,

છકેલી—બસ; બક્યાજ કરીશ?

નોકર—બાઇ, જમણી.

છકેલી—લે આ ડાબી? આ જમણી?

નોકર—(આતો)

૩૪

સર્વ—આજે જગપતિ અમર સુખ
અમ્રત ભોજન પાન
આપ્યાં વિર વિદ્વાનને
સુર ગુરૂ સમ સનમાન
ચીત્રાત થઇ રહ્યાં પ્રેમે નરને નાર
અજર અમર અતિશય તુજ આભાર — ચીત્ર
સંત સુભટ સતિ વચન નિભાવણ
અજબ સુંદર આપો ચારૂ ચિતાર — ચીત્ર
એજ અંતર ઇશ અવિચળ ઇચ્છા
ભારતીમાં રતિ આપો સાધે સંસાર — ચીત્ર

# સમાપ્ત

